સર સુબ્રમનાયા એ લખેલો

# ડૉ. વિલ્સનને પત્ર.



કેટલાંક હિન્દી નેતાઓએ અમેરિકાને
કરેલું નિવેદન.

લેખક—ઍનિ બેસન્ટ.

કિંમત બે આના

# તિરસ્કારપાત્ર કાવતરૂં

## સર સુબ્રમનિયાનો ડૉ. વિલ્સનને પત્ર.

### કેટલાક હિન્દી નેતાઓએ અમેરિકાને કરેલું નિવેદન.

( ઍની બેસન્ટના અંગ્રેજી લેખ ઉપરથી અનુવાદ. )

અમેરિકાથી ઈંગ્લાંડ ખાતે ગયેલા તારના સંદેશામાંના બે સંદેશા યુનાઇટેડ સ્ટેઈટ્સના બહોળો ફેલાવો પામેલા પત્રો તરફથી હતા. આ તારો મેં મારા અંગ્રેજી ફકરાઓમાં જોયા, અને તેમાં અમેરિકાના વાંચકવર્ગને એવી ખબર જણાવવામાં આવી હતી કે "મીસીસ ઍની બેસન્ટને બ્રિટિશ સત્તાની સામે બળવો કરવાની આગેવાની ઉઠાવવા માટે નજરકેદ કરવામાં આવી છે." આ વાત ખોટી છે એમ જાહેર કરવાને મેં મારા લંડનના ધારાના હિમાયતીને સૂચવ્યું; આથી વિશેષ મારાથી કંઈ થઈ શકે તેમ નહતું, કારણ કે અમેરિકામાં વર્તમાન પત્રો સામે બદનક્ષીના દાવા લાવી શકાતા નથી.

આ વાત અમેરિકામાં કેવી રીતે ઉદ્ભવી હશે વારૂ? એ સંબંધમાં મારી પાસે કેટલોક પુરાવો છે, પરન્તુ ચોક્કસ રીતે હકીકત નિવેદન કરવા જેટલો તે પુરતો નથી; તે માટે હું ફક્ત હેઠળની ત્રણ બીના રજુ કરૂં છું.

થોડાક વખત પર ચિંગલપુટ મુકદ્દમામાં, સરકાર તરફથી કામ ચલાવનાર મી. ઓઝબર્ને, મી. સી. પી. રામસ્વામી આયરને તથા મને પોતાને જર્મની તરફથી કંઈ લાંચ મળી હતી કે કેમ એવો એક નીચ અને અપ્રાસંગિક પ્રશ્ન, એક અજ્ઞાત શખસને પુછ્યો હતો. આવો પ્રશ્ન પુછવાનું શું કારણ હશે તે કંઇ સમજાતું નથી. કારણ કે સરકારે તેને એ પ્રશ્ન પુછવાનું કહ્યું હોય એ સંભવિત લાગતું નથી. મી. સી. પી. રામસ્વામી આયરને બચાવ પક્ષ તરફથી સાક્ષી આપવા માટે ૨૪ મી

તારીખે બોલાવવામાં આવ્યા હતા; પણ ૨૩ મી તારીખે તો તેમને દિલ્હી જવું પડયું. મને બોલાવવામાં આવી નહોતી, બાકી હું તો મી. ઑઝબર્ને ઉલટપાલટ તપાસ કરે તેને આધિન થવાને ખુશી હતી.

તે દરમ્યાન સર જ્યૉર્જ કેવે આમની સભાના પોતાના હોદ્દાની રૂયે લાલા લજપતરાય પર જર્મની તરફથી લાંચ લેવાનું તોહોમત મૂકયું અને ક્રોધપૂર્વક ઈન્કાર કર્યાનો તેનો તાર દબાવી દીધો.

વળી, અમેરિકા ખાતે "ચિકાગો ટ્રિબ્યુન"માં ગયા નવેમ્બરમાં માર્કિવસ ડી ફ્રેન્ટેનોયના નામથી એક સ્ત્રીએ જણાવ્યું હતું કે મને જર્મન પક્ષ દ્વારા, અંગ્રેજ સત્તા સામે બળવો ઉઠાવવાની ઉશ્કેરણી કરવા માટે નજરકેદ કરવામાં આવી હતી.

આ ઉપરથી જણાય છે કે આવા જૂઠાં તોહોમતો મુકીને હિન્દ માટે અમેરિકાની દિલસોજી દૂર કરવા સારૂ ત્યાં તથા અહિંઆ વ્યવસ્થિત પ્રયત્નો થતાં આવ્યા છે. આ ધિઃક્કારવા લાયક કાવતરાનું મૂળ કોણ હશે વારૂ ? શું આ સિડનહામ પક્ષનું એક તરકટ તો ન હોય ? અને ઍન્ટી-બ્રિટિશ એસોશીએશન તેની પછવાડે તો ન હોય ? આવું તરકટ ઉભું કરવામાં બીજા કોઇનો તો ભાગ્યેજ હાથ હોય ! જેઓએ મારાં લખાણો વાંચ્યા છે તેઓ જાણે છે કે હાલ જે સિદ્ધાન્ત માટે આ લડાઈ ચાલે છે તેમાં મારી સંપૂર્ણ સંમતિ છે, કારણ કે મારા ધારવા પ્રમાણે સમસ્ત દુનિયાનું આપખુદી સત્તા સામે રક્ષણ કરવા માટે તેની ખાસ આવશ્યકતા છે. આ ઉપરાંત ઐહિક અને રાજ્યદ્વારી કારણો સિવાય બીજા કેટલાંક અગત્યના કારણોસર જર્મનીને હું આસુરી શક્તિની સાક્ષાત• પ્રતિમા લેખું છું. અને આજ હેતુથી મિત્રરાજ્યોને સહાય કરવાનો હું સઘળા થિઓસોફીસ્ટોને આગ્રહ કરૂં છું. મારા મત પ્રમાણે તો જર્મનીનો વિજય એ સૃષ્ટિના નિયમનું પરિવર્ત્તન, ધર્મ ઉપર અધર્મનો, અને ક્રિશ્ચન લોકો કહે છે તેમ દેવ ઉપર દાનવનો જય થવા બરોબર છે. આ હું શરૂઆતથીજ કહેતી આવી છું; સને ૧૯૧૪ પછી પણ તે વારંવાર જણાવી ચુકી છું અને મિત્રરાજ્યો અન્તે વિજય પ્રાપ્ત કરશે એમ, તથા આ દેશમાં બ્રિટન આપખુદી સત્તાને વળગી રહેતું હોવાથી વિજયમાં વિલંબ થાય છે એમ જે હું માનું છું તેના કારણ તરીકે એક વાર ફરીથી તે બીના તમારા મનમાં ઠસાવવા માંગુ છું.

લડાઈની આ આધ્યાત્મિક કલ્પના ઘણાકને તો મૂર્ખાઈ ભરેલી લાગશે. બ્રહ્મજ્ઞાનમાં તથા ગૂઢજ્ઞાનમાં મને વિશ્વાસ હોવાથી હું એ પ્રમાણે માનું છું અને આ મારી દૃઢ માન્યતામાં કોઇ ફેરફાર કરાવી શકે એમ નથી. જર્મન નાણું હાથમાં ઝાલવું અથવા જર્મન યુક્તિમાં લેશ માત્ર પણ મદદ કરવી એ મારા મનને, પ્રાકૃત ભાષામાં કહું તો, "મારો આત્મા સેતાનને વેચવા" બરોબર છે. આ વિચારથી મને ઉપજતી ચીડ હું બીજી કોઈ સારા શબ્દોમાં જણાવી શકતી નથી.

---

હોમરૂલરોની પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડવા માટે કરેલાં આ નીચ કાવતરાની સામે થવા સારૂ બનતો પ્રયાસ કરવા, તથા હોમરુલ લીગના માનવંતા લાઇફ-પ્રેસિડન્ટે ગયે વર્ષે યુનાઇટેડ સ્ટેટ્સના પ્રેસિડન્ટને લખેલા પત્ર ઉપરથી તેમની સામે ખોટાં કામનું જે એક તોહોમત ખાનગી રીતે મદ્રાસમાં ફેલાય છે તેનું ખંડન કરવાના હેતુથી તેણે મોકલેલા પત્રો તથા અમેરિકામાં ઉઠાડેલી આ ખોટી અફવા તોડી પાડવાને ત્યાં શું શું થયું છે તેનો ટૂંક હેવાલ પ્રસિદ્ધ કરવાનું હું દુરસ્ત ધારૂં છું; કારણ કે આ આક્ષેપો હોમરુલરોનીજ સામે કરવામાં આવ્યા છે. મારા જાણવા પ્રમાણે તો હેઠળ આપેલી બીના ઉપરાંત બીજું કંઇ પણ કરવામાં આવ્યું નથી અને તેમાં દુનિયાથી છાનું રાખવા જેવું કંઇજ નથી. લાંબો વખત થયાં તે પત્રો મારી પાસે પડેલા હતા પણ તે પ્રસિદ્ધ કરવાનું મેં મુલતવી રાખ્યું હતું. મી. ઓઝબોર્ને એક ધિક્કારવાલાયક પ્રશ્ન પુછીને આ આક્ષેપોની પૂર્ણાહુતિ કરી છે અને મારી ખાત્રી છે કે વિરોધી અંગ્રેજો અને અમેરિકનો આ બાબતનો ફેલાવો કરવામાં જરા પણ કચાશ રાખશે નહિ.

---

મારા નજરકેદ થયા સુધી અમેરિકામાં કાંઈ પણ પગલાં લેવામાં આવ્યાં નહોતાં. એક પત્રમાં હેઠલ પ્રમાણે જણાવ્યું છેઃ—

તમારા નજરકેદના સમાચાર મળતાંને વારજ મેં આ દેશના જાણીતા વર્તમાનપત્રના અધિપતિઓને, કર્નલ રૂઝવેલ્ટ, પ્રેસિડન્ટ વિલ્સન અને તેમની કેબિનેટના સભાસદોને તેમજ બીજા સરકારી અમલદારોને

એ બીનાથી વાકેફગાર કર્યા. મેં તે દરેકને ખાનગીપત્ર દ્વારા ખરી પરિસ્થિતિ શું છે તે સમજાવી. અને તમારી "ઇન્ડિયાએ નેશન" ની નાનકડી ચોપડી તેમને ભેટ તરીકે મોકલીને તે વાંચી જવાની વિનંતિ કરી. મને સહાનુભૂતિ દર્શાવનારા ઘણાજ પ્રત્યુત્તરો મળ્યા, જેમાં કર્નલ હાઉસનો એક સ્વહસ્તલિખિત પત્ર અગત્યનો છે; તેમાં તેમણે એ ચોપડી વાંચી જવાની મને ખાતરી આપી છે. આવી આવી રીતે મેં મારાથી જે કાંઇ બન્યું તે કર્યું છે."

આ તેમજ નીચે લખેલી હકીકત સરકારે ભરેલાં પગલાંના પરિણામે, મારા નજરકેદ થયા પછી બની હતી. મને તે સંબંધી કાંઇ પણ ખબર નહોતી. કારણ કે હું આ જગ્યા છોડી ગઇ ત્યાર પછીજ તે સંબંધી ગોઠવણ કરવામાં આવી હતી. પણ અમેરિકામાં મારે કેટલાક સમર્થ મિત્રો હોવાને લીધે, મારા ખબરપત્રીએ એકાએક જે પગલું ભર્યું તે સ્વાભાવિક હતું. આ બીના મી. હોચનર અને તેમના પત્નીએ કરેલાં કાર્યની પહેલાં બની હતી, કારણ કે હિન્દુસ્તાનમાંથી તેમની વિદાયગિરી મારા નજરકેદ થયા બાદ થઈ હતી.

- - - -

હિન્દુસ્તાન—મદ્રાસ ૨૪ મી જુન ૧૯૧૭.

## નામદાર પ્રેસિડન્ટ વિલ્સન જોગઃ—

માનવંતા સાહેબ,

હિન્દુસ્તાનના હોમરૂલ લીગના ઑનરરી પ્રેસિડન્ટ તરીકે આપને આ પત્ર લખવાની હું રજા લઉં છું. અમારી આ સંસ્થા ઇન્ડિયન નૅશનલ કોન્ગ્રેસ અને ઑલ ઇન્ડિયા મોસ્લેમ લીગમાં જણાવ્યા પ્રમાણે સમસ્ત ભારતવર્ષની અભિલાષાઓ દર્શાવે છે. હિન્દમાં ૩૦ કરોડની વસ્તીના રાજકીય વિચારો વ્યાજબી રીતે જાહેરમાં લાવનાર હાલ આ બેજ સંસ્થા છે; કારણ કે લોકોથી સ્થાપિત થયલી માત્ર આજ સંસ્થાઓ છે.

આ બે લોક–પ્રસિદ્ધ સંસ્થાઓના પાંચ હજાર કરતાં વધારે પ્રતિનિધિઓ ગયા ડિસેમ્બરમાં લખનૌ ખાતેની બેઠક વખતે ભેગા થયા હતા. તે વખતે, તેઓએ એકમતે, એકત્ર થઇને એકજ સરખો ઠરાવ

પસાર કર્યો હતો. બ્રિટિશ રાજ્યવહિવટનો અંતિમ હેતુ અને ઉદ્દેશ હિન્દુસ્તાનને થોડી મુદ્દતમાં સ્વરાજ્ય બક્ષવાનો છે એવું એક જાહેરનામું પ્રસિદ્ધ કરવા, પ્રજાસત્તા વધે એવા સુધારા દાખલ કરવા, તથા હિન્દને તાબાના મુલકની સ્થિતિમાંથી, સ્વરાજ્ય ભોગવતા સંસ્થાનોની માફક એક સમાન ભાગીદાર તરીકેની ઉન્નત સ્થિતિએ પહોંચાડવાને, તે ઠરાવમાં નામદાર શહેનશાહને વિજ્ઞપ્તિ કરવામાં આવી હતી.

આ ઠરાવો જેમ હિન્દની અભિલાષા પ્રદર્શિત કરે છે તેમજ તે ઉપરથી તેની રાજ્યનિષ્ઠા પણ વ્યક્ત થાય છે. ઘણો સમય વીતી ગયા છતાં પણ ગ્રેટબ્રિટને હજુ સુધી અમારા દેશની માંગણી સ્વીકારવાનું સત્તાપૂર્વક વચન આપ્યું નથી. સરકાર લડાઇની ભારે જોખમદારીમાં ગુંથાયલી હોવાને લીધે, આ બાબતમાં કદાચ તે ઢીલ કરે એ સ્વાભાવિક છે.

પરંતુ હિન્દી રાષ્ટ્રીય ચળવળનો લડાઇ સાથે નિકટ સંબંધ હોવાને લીધેજ હિન્દને ત્વરાથી સ્વરાજ્ય—રાજકીય સ્વતન્ત્રતા આપવાની આવશ્યકતા મજબૂત થાય છે; કારણ કે તેના પરિણામે તે રણભૂમિ ઉપર લડવા માટે ત્રણ મહિનાની અન્દર કંઇ નહિ તો ૫૦ લાખ માણસો અને બીજા ત્રણ મહિના પછી વધુ ૫૦ લાખ માણસો મોકલી શકે એમ છે.

હિન્દ આવું મોટું લશ્કર મોકલી શકે તેનું કારણ એ છે કે તેની વસ્તી લગભગ ૩૧ કરોડની છે, જે યુનાઇટેડ સ્ટેઇટસની વસ્તી કરતાં ત્રણ ગણી છે, અને મિત્રરાજ્યોની એકત્ર વસ્તીના જેટલી લગભગ થાય છે. હિન્દની પ્રજા આ પ્રમાણે કરશેજ કારણ કે તે વખતે તેઓ ગુલામ મટીને સ્વતન્ત્ર થશે.

**હાલમાં તો અમે એક તાબેદાર પ્રજા છીએ; સાંકળોથી અમને જકડી લેવામાં આવ્યા છે; તમારા જાણીતા લડાઇના સંદેશામાં જણાવેલા આશયો માટેની અમારી ઇચ્છા પણ જાહેરમાં પ્રદર્શીત કરવાની અમારા પરદેશી રાજ્યકર્તાઓએ અમને મના કરી છે! "** ................................ પ્રજા સ્વાતન્ત્ર્ય, નાના મોટા રાજ્યના હકો, દરેક મનુષ્યને પોતાની ઇચ્છાનુસાર જીવનમાર્ગ તથા રાજ્યપદ્ધતિ પસન્દ કરવાનો હક્ક "—આવી

આવી ભાવનાઓ પ્રકટ કરવાની અમને છુટ પણ નથી. "માણસ જાતને પ્રજાતન્ત્ર માટે યોગ્ય બનાવીને સમસ્ત દુનિયાની ઐકયતા રાજકીય સ્વતન્ત્રતાના કસાયલા પાયા પર રચવી જોઇએ."

હાલના સંજોગોમાં પણ હિન્દે મિત્રરાજ્યો તરફની પોતાની વફાદારી નિશ્ચયપૂર્વક પુરવાર કરી આપી છે. હિન્દે, ફ્રાન્સ, ગેલિપોલી, મેસાપોટેમિયા અને બીજે ઘણે ઠેકાણે છુટ અને ઉદારતાથી માણસ તથા પૈસાની મદદ કરી છે. હિન્દી પ્રધાન મી. ઑસ્ટીન ચેમ્બરલેઇને, આ વિષે નીચે મુજબ કહે છે: "હિન્દી લશ્કર ફ્રાન્સમાં હજુ સુધી પણ લડે છે; તેમણે, અપૂર્વ અને અપરિચિત સંજોગોમાં પણ શૌર્ય, સહનશીલતા, ધીરજ અને ખંત બતાવ્યા છે." ફીલ્ડ માર્શલ લૉર્ડ ફ્રેન્ચ આ પ્રમાણે કહે છે કે, "હિન્દી લશ્કરે પહેલ પાડીને તથા સમય સૂચકતાથી કાર્ય કરીને મારા પર ઘણી સારી છાપ બેસાડી છે." બગદાદના પતન વિષે 'લન્ડન ટાઇમ્સ' નીચે પ્રમાણે લખે છે. "જનરલ મૉડે જે લશ્કર વડે વિજય પ્રાપ્ત કર્યો છે તેમાં મોટે ભાગે હિન્દી ટુકડીઓ હતી, એ ખાસ ધ્યાનમાં રાખવું જોઈએ. જે ઘોડેસ્વાર લશ્કરે બાજુ ઉપરથી ધસારો લઇ જઇને તુર્કોમાં ભંગાણ પાડયું હતું, અને જેણે બગદાદની સરહદ સુધી તેની પુઠ પકડી હતી, તે લશ્કર સર્વાંશે હિન્દીઓનુંજ બનેલું હોવું જોઇએ. જે પાયદળ લશ્કરે મહિનાના મહિના સુધી વિપત્તિઓ વેઠીને છેવટે તુર્કોપર વિજય મેળવ્યો તે પાયદળ લશ્કરમાં ફ્રાન્સ, ગેલિપોલી અને ઇજીપ્તમાં શૂરવીરતાથી લડેલા હિન્દીઓ પણ હતા."

પરતન્ત્ર રહીને પણ હિન્દી સિપાઇઓએ એવું અદ્દભુત પરાક્રમ કરી બતાવ્યું તો સ્વતન્ત્ર માણસો,—એટલે, પોતાનીજ સ્વતન્ત્રતા માટે નહિ પણ સારી આલમની સ્વતન્ત્રતા માટે લડતા માણસોના હૃદયમાં ઉદ્દભવે એવી ભાવનાઓથી જ્યારે તેઓ પ્રેરિત થાય, ત્યારે તેમની અમોઘ શક્તિમાં કેટલી બધી વૃદ્ધિ થાય! ખરી વાત તો એ છે કે જે પરદેશી પ્રજાનું સર્વોપરિપણું જાળવી રાખવાને્ તેઓ હમણા આત્મભોગ આપી રહ્યા છે તેજ સર્વોપરિપણું તેમની ઇચ્છા વિરૂદ્ધ તેમના પર રાજ્ય ચલાવવામાં અને તેમને અંકુશ હેઠળ રાખવામાં વપરાય છે.

આવા સંજોગોને લીધે લશ્કરી નોકરી માટે વૉલન્ટીયર તરીકે બહાર પાડવાને હિન્દીઓને થોડા વખત પર કરેલા આમન્ત્રણનો હિન્દુસ્તાન સરકાર યોગ્ય પ્રત્યુત્તર મેળવવામાં નિષ્ફળ નિવડી, તેમાં કંઈ આશ્ચર્ય પામવા જેવું નથી. ત્રીસ લાખ માણસો બહાર પાડવાને બદલે ફક્ત પાંચ હજારજ બહાર પડ્યા.

અમને સમ્પૂર્ણ આશા છે કે ઇંગ્લન્ડને જગતસ્વાતન્ત્ર્યના તમારા આશય તરફ તમે પુરેપુરી રીતે દોરવશો અને એકત્ર થઇને હિન્દના લાખો માણસો માટે આ વિગ્રહમાં મદદ કરવાનો માર્ગ મોકળો કરશો.

મને જણાવવા દો કે હિન્દમાં કેટલો બધો ગેરવહીવટ અને જુલમ ચાલે છે તે વિષે તમને તથા બીજા નેતાઓને તદ્દન અંધારામાં રાખવામાં આવ્યા છે. પરદેશી પ્રજા, તેમજ પરદેશી ભાષા બોલતા અધિકારીઓ અમારા પર સ્વચ્છન્દી રીતે હુકમ બજાવે છે. પોતાને માટે તેઓ ભારે પગાર અને ભથ્થાંઓ લે છે; કેળવણીથી અમને વિમુખ રાખે છે; અમારી પાસેથી પૈસો નિચોવી લે છે; અમારી સંમત્તિ વગર અમારા પર જુલમ ભરેલા કર નાંખે છે; દેશાભિમાનની લાગણીઓ પ્રકટ કરવા સારૂ હજારો લોકોને કેદમ ાંખે છે અને તે કેદખાનું એટલું તો ગંદુ હોય છે કે કેટલાકો વારંવાર ત્રાસદાયક રોગથી ત્યાંને ત્યાંજ મૃત્યુવશ થાય છે.

ગેરવહીવટનો સૌથી તાજો દાખલો જુઓ તો તન, મન અને ધનથી હિન્દની સેવા કરનારી આયરલેન્ડની ઉદાર સ્ત્રી મીસીસ બેસન્ટને કેદ કર્યાનો છે. પ્રખ્યાત ધારાશાસ્ત્રીઓ, અધિપતિઓ, કેળવણીના હિમાયતીઓ અને પ્લીડરોની સહીવાળા આ સાથે આપેલા જાહેરપત્ર ઉપરથી જણાશે કે કાયદેસર અને સનદશીર સુધારાનીચળવળ સિવાય તેણે બીજું કઈજ કર્યું નહોતું. તમારો યુદ્ધસન્દેશ પ્રસિદ્ધ કર્યા પછી થોડા વખતમાંજ કાંઈ પણ તોહોમત મુકયા વગર, અને કંઈ પણ ઇન્સાફ વગર તેને નજરકેદ કરવામાં આવી અને એ પ્રમાણે આ આપખુદી સત્તા પરિસીમાએ પહોંચી.

નામદાર શહેનશાહ તથા બ્રિટિશ પાર્લામેન્ટ આ પરિસ્થિતિથી અજ્ઞાત છે પણ જો તેમને એ બીનાથી વાકેફ કરવામાં આવે તો હું માનું છું કે તેઓ મીસીસ બેસન્ટને તાબડતોબ મુક્ત કરવાને ફરમાવશે.

મી. અને મીસીસ હેનરી હૉચનર પાસે આ પત્રમાં લખેલી બીના ઓની સમજુતી માટે તથા તેના સમર્થન માટે સમ્પૂર્ણ રીતે વિશ્વાસયોગ્ય ઘણો લેખી પુરાવો છે અને જો તે આપની આગળ રજુ કરવા તેમને પરવાનગી મળે તો તેઓ એક મોટું માન મળ્યા બરાબર સમજશે. આ પત્ર મેં તેમને સોંપ્યો છે કારણ કે પોસ્ટથી તો એ તમને કદી મળતેજ નહિ. તેઓ બન્ને રાજ્યનિષ્ઠ અમેરિકનો છે, અધિપતિ તરીકે કામ કરે છે; કેળવણી અને ભૂતદયાને લગતા વિષયો પર વ્યાખ્યાનો આપે છે તથા ગ્રંથો રચે છે અને હિન્દના હિતમાં તેઓ ભારે ઉત્સાહ ધરાવે છે. છેલ્લાં દશ વર્ષ થયાં તેઓ વખતોવખત હિન્દમાં આવીને રહે છે અને તેથી આ પત્રમાં વર્ણવેલી બીના તેમણે નજરોનજર જોઈ છે. આપ નામદારને વૉશિંગ્ટનમા આ પત્ર જાતે પહોંચાડવા માટે આ પ્રવાસ માથે લેવાનું તેમણે મહેરબાનીની રાહે કબુલ્યું છે.

જગતની પુનઃ રચનામાં આપ ઈશ્વરના સાધનભૂત થશો એવી માન્યતાથી હિન્દનું દુઃખથી ટળવળી રહેલું હૃદય આપ સાહેબને આવ્હાહન કરે છે.

આપનો નમ્રસેવક,

**એસ. સુબ્રમનીયા આયર કે. સી. આઇ. ઈ; એલ. એલ. ડી; હિન્દની હોમરૂલ લીગના ઓનરરી પ્રેસિડન્ટ; રિટાયર્ડ ઍક્ટિંગ ચિફ જસ્ટીસ હાઇકોર્ટ–મદ્રાસ.**

---

## સ્વરાજ્યવાદી આગેવાનોનો જાહેર પત્ર

ઉપરના પત્રમાં જે જાહેરપત્રનો ઉલ્લેખ કર્યો છે તે હેઠળ મુજબ છેઃ—

મીસિસ બેસન્ટ તથા રાજકીય ચળવળમાં તેના બે સહાયકર્તાઓને નજરકેદ કરવામાં આવેલાં જોતાં અને આવું સખ્ત પગલું ભરવાના કારણો સ્પષ્ટ રીતે મદ્રાસના ગવર્નર નિર્દિષ્ટ કરી શકયા નથી–બલ્કે તેમ કરવાની તેણે ના પાડી છે, તે ધ્યાનમાં લેતાં, હિન્દુસ્તાન માટે ભવિષ્યમાં સ્વરાજ્ય મેળવવાના પ્રયત્નમાં મિસિસ બેસન્ટની સાથે મળી કાર્ય કરનારાઓએ એવો સ્પષ્ટ મત દર્શાવવો જોઇએ કે તેણીની પોતાની પ્રવૃત્તિ તેમજ તેણીએ સ્થાપેલી સંસ્થાઓનું કાર્ય કોઈ પણ

રીતે સંશય ઉત્પન્ન કરે એવું નથી પણ તે તદ્દન કાયદેસર અને સનદશીર છે. જે ચળવળ ચલાવવામાં આવી છે તે, કૉબ્ડન્, બ્રાઇટ, ગ્લૅડસ્ટન અને બ્રેડલો જેવા મહાન્ પુરૂષોની પદ્ધતિનેજ અનુસરીને કરવામાં આવી છે અને તે એકસરખી રીતે જારી રાખવામાં આવશે.

લડાઈ માટે યોજેલો કાયદો અત્યાર સુધી શાંત રીતે ચાલતી રાજકીય ચળવળ દાબી દેવામાં વાપરીને, હિન્દુસ્તાન સરકાર અત્યન્ત અશ્લાઘ્ય રીતે હવે અહિંના ગેરવહીવટની સઘળી બીનાઓ ફેલાતી અટકાવવાને કોશિશ કરી રહી છે.

**ના. કે. વી. રંગસ્વામી આયંગર.**
**ના. વી. કે. રામાનુજાચારી.**
**ના. બી. વી. નરસિંહ આયર.**
**ના. કે. સદાશિવ ભટ.**
**સર એસ સુબ્રમનિઆ.**
**બી. સંજીવરાવ.**
**એલ. એ. સુબ્રમહિઆ.**
**બી. જી. હૉર્નિમેન.**
**મન્જેરી રામય્યર.**
**કે. નાગેશ્વર રાઓ.**
**કૉન્ડા વેન્કટાપય્યા.**
**સી. વી. વેન્કટરમણ આયંગર.**
**એન. સી. કેલકર.**
**એ. રંગસ્વામી આયંગર.**

[ મી. સી. પી. રામસ્વામી આયરનું નામ ઉપરના જાહેરપત્ર ઉપર જણાતું નથી, કારણ કે તેના યોજકોને એમ લાગ્યું કે તેની રાજ્યદ્વારી પ્રવૃત્તિ મારા કાર્ય સાથે નિકટ રીતે જોડાયલી હોવાથી તેના પર તેની સહી લીધાથી કંઇ વધારે વજન પડશે નાહ. તેથી કરીને તે જાહેરપત્ર તેને દેખાડવામાં આવ્યું નહોતું અને થોડા મહિના પર મેં તે બતાવ્યું તે પહેલાં એવિષે તેને કંઈ માહિતી પણ નહોતી. ]

## હિંદની અરજ તરફ અમેરિકાનું ધ્યાન ખેંચાય છે.

( હેનરી હૅાચનર તરફથી )

વૅાશિંગ્ટન, ડી. સી. ૨૦ મી અકટોબર.

અમેરિકા લડાઇમાં ઉતર્યું ત્યાર પછી પ્રેસિડન્ટ વિલ્સનને હિન્દના હોમરૂલ લીગના ઓનરરી પ્રેસિડન્ટ સર સુબ્રમનીયાએ થોડા વખત પર લખેલા પત્રથી લોકોમાં જે લાગણીઓ ઉશ્કેરાઇ છે તેવી લાગણી કોઈ પણ વખતે ઉશ્કેરાઇ નથી. તે પત્રમાં તે જણાવે છે કે જો ઇંગ્લાંડ હિન્દુસ્તાનને કૅનેડા અને આસ્ટ્રેલિયાની માફકજ સ્વતન્ત્ર રાજ્યપદ્ધતિ બક્ષે તો તે, મિત્રરાજ્યોને એક કરોડ માણસની મદદ આપી શકે એમ છે.

પ્રેસિડન્ટ વિલ્સને આ પત્ર સેક્રેટરી ઓફ સ્ટેટ મી. લેનસીંગને તે ઉપર વિચાર કરવા સારૂ મોકલા આપ્યો છે, અને તેની એકેક નકલ સેનેટ અને પાર્લામેન્ટના ૫૩૩ સભાસદોના હાથમાં આપવામાં આવી છે. સર સુબ્રમનીયાના પત્રના મુખ્ય હેતુઓ એસોશીએટેડ પ્રેસ તથા ઇન્ટર-નેશનલ ન્યુઝ સરવીસ દ્વારા સર્વ ઠેકાણે ફેલાઇ રહ્યા હતા, અને તે અમેરિકાના સઘળા મુખ્ય વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યા હતા. આ બાબત કંઈ નહિ તો ૧૫૦૦ વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ કરવામાં આવી હતી અને તેના વાંચકો કુલ્લે લગભગ ૨૦,૦૦૦,૦૦૦ હતા એવો અડસટ્ટો કરવામાં આવ્યો છે.

તે કાગળના સંબંધમાં સરકારે કાંઈ પણ રીતસર પગલું ભર્યું નથી. છતાં પણ લશ્કરી કામકાજની સેનેટ કમિટીના સભ્યોની સમક્ષ, લશ્કરી દૃષ્ટિથી તેની પ્રત્યક્ષ અગત્યતા બીન સત્તાવાર રીતે જાહેર કરવામાં આવી છે. પ્રેસિડન્ટને પોતાનો અભિપ્રાય પ્રથમ દર્શાવવાની તક આપવા સારૂ વૅાશિંગ્ટનના પ્રજામતના નેતાઓ પોતાની કાર્ય રીતિ મુજબ શાંતિનો વિવેક કરી બેસી રહ્યા છે; પરંતુ પત્રકારોની ટીકા ઉપરથી તેમજ એક બે નામાંકિત શખ્સોએ કરેલા નિવેદન ઉપરથી પ્રજામતનું વળણ કઇ તરફ છે તે સ્પષ્ટ રીતે જણાઇ આવે છે.

અમેરિકાના મજુરપક્ષ મંડળના પ્રેસિડન્ટ અને મી. વિલ્સનની એડવાઇઝરી વૅાર કાઉન્સિલના સૌથી આગળ પડતા સભ્ય સેમ્યુઅલ ગૅામ્પસ આ પરિસ્થિતિ પર નીચે પ્રમાણે બોલ્યા હતા. "હિન્દુસ્તાનને કૅનેડા અને આસ્ટ્રેલિયાના ધોરણે સ્વરાજ્ય નહિ આપવાનું કારણ હું

સમજી શકતો નથી.” તેમણે વધુ એમ જણાવ્યું કે એની બેસન્ટે મજુર પક્ષના હિત માટે કરેલાં કાર્યથી હું પોતે સારી રીતે વાકેફગાર છું અને લંડનના મૅચ-મેકરના યુનીઅનને તેણીએ અગાઉના વખતમાં જે મદદ કરી હતી તે પણ મને યાદ છે.

વિલિયમ જેનીંગ્સ બ્રાયનને જ્યારે એ પત્ર મળ્યો ત્યારે તેના મુખ ઉપર હાસ્યયુકત આનન્દ પ્રસરી ર ા. “મેં તમને એમજ કહ્યું હતું ”—આ વાકય નિરર્થક રીતે વપરાતુ આવ્યું છે, પણ આ માણસના સંબંધમાં તો તે અક્ષરેઅક્ષર સત્ય ઠર્યું છે. કેટલાંક વર્ષો પહેલાં તેણે હિન્દ માટે સ્વરાજ્યની હિમાયત કરી હતી અને તેણે તે ગરીબ, પરતન્ત્ર લોકોની સ્થિતિનો એટલો બધો તો આબેહુબ ચિતાર આપ્યો હતો કે જેથી તેની ચોપડી જપ્ત કરવામાં આવી અને જે કોઈ તે વેચે, ખરીદે, અથવા પાસે રાખે તેને ગુન્હેગાર ગણવામાં આવતો હતો.

હિન્દુસ્થાનની કહેણુથી અમેરિકામાં લડાઇના આશયોને સત્વરે મજબૂત સમર્થન મળશે. અમેરિકા મક્કમપણે બ્રિટિશ આદર્શને વળગી રહેશે કે કેમ તે હિન્દની આ માગણી તરફ ઇંગ્લાંડનું કેવું વળણ છે તે ઉપરથી નિશ્ચિત થઇ શકશે. પ્રેસિડન્ટ વિલ્સનને લડાઇના કાર્ય માટે જે સૌથી ત્રાસદાયક સંજોગો સામે ટક્કર ઝીલવાની છે તેમાં એક મજબૂત અને નિર્ભય એન્ટી-બ્રિટિશ પક્ષ, જે ઇંગ્લાંડની શુભ નિષ્ઠા પર હમેશાં સંશય લાવ્યા કરે છે તેની સામે છે. આ શુભ નિષ્ઠાપર સંશય લાવવાનું સબળ કારણ, તેમના ધારવા પ્રમાણે, આયર્લૅન્ડ અને હિન્દુસ્તાનના રાજ્યવહિવટ ઉપરથી મળે છે. આયર્લૅન્ડના પ્રશ્નને તો હજુ નિર્ણય થાય છે. પણ ૩૧ કરોડની વસ્તીવાળા હિન્દનો પ્રશ્ન દેશદેશના પરસ્પર વ્યવહારમાં હવે ગંભીર થઈ પડયો છે. લડાઇના સંજોગોને લીધે પણ તે હવે દાબી શકાય એમ નથી.

શું ત્યારે સ્વરાજ્ય માટેની હિન્દની પ્રાર્થના ઇંગ્લાંડ સ્વીકારશે? અમેરિકનોનો મોટો ભાગ ધારે છે કે અલબત્ત તે સ્વીકારશેજ. તેઓ માને છે કે બ્રિટિશના લડાઇ પછીના હેતુઓ વાયકાઉન્ટ ગ્રેના હેઠળના શબ્દોમાં સ્પષ્ટ રીતે જણાય છે.

**“યૂરોપના સઘળા નાના મોટા દેશો ઇચ્છાનુસાર સ્વતન્ત્રપણે પોતાનું જીવન ગાળે અને પોતાને માટે યોગ્ય રાજ્ય-**

**પદ્ધતિ ઠરાવીને સંપૂર્ણ સ્વાતંત્ર્યમાં રાષ્ટ્રનો વિકાસ કરે એ અમારો અન્તિમ હેતુ છે—એ અમારો આદર્શ છે. ''**

સ્વાભાવિક રીતે અમેરિકનો પુછશે કે હિન્દને પણ શા સારૂ આ લાગુ પડે નહિ? હવે આ શબ્દોને કાર્યનું રૂપ આપવાનો વખત આવ્યાથી અમેરિકા આશા રાખે છે કે ઇંગ્લાંડ યથાર્થ રીતે તેમ સત્વર કરશે. આ દરમ્યાન લંડનના બિશપ વેજવુડ સાથે થયેલી મુલાકાતમાં હિન્દની માંગણી તરફ બ્રિટિશોનો પહેલવહેલો અણસારો વાંચીને અમેરિકનો ઘણા સંતોષ પામ્યા છે. આ મુલાકાતનો હેવાલ ન્યુ યૉર્કના એક સૌથી જાણીતા દૈનિકપત્રમાં પ્રસિદ્ધ થયો હતો અને તે હેઠળ મુજબ છે:—

" હિન્દુસ્તાનમાં હું રહ્યો છું, અને પ્રેસિડન્ટ વિલ્સનને આ કહેણુ મોકલનાર પૂજ્ય ધારાશાસ્ત્રી અને રાજકીય વિષયના લેખકને હું સારી રીતે ઓળખું છું. હું માનું છું કે સર્વે અંગ્રેજો આ માંગણી ખુશીથી સ્વીકારશે. આ બહાદુર લડવૈયાઓને શસ્ત્રથી સજ્જ કરવા માટે તાત્કાળિક પગલાં ભરવા જોઇએ. આપણા સૈન્યમાં આ ગંજાવર લશ્કર જોડવાથી લડાઇનો અન્ત નિ:સન્દેહ ટુંક મુદ્દતમાં આપણી તરફેણમાંજ આવશે.

" એક કરોડ આદમીના હિન્દી લશ્કરને, તેઓના હલકા પગાર અને સાદા ખોરાકને લીધે અંગ્રેજ અને અમેરિકનની એટલી સંખ્યાને જે ખર્ચ થાય તેના અર્ધાજ ખર્ચમાં આપણે રણભૂમિપર નિભાવી શકીએ એમ છીએ. હિન્દમાંથી અંગ્રેજ વેપારીઓ અને અમલદારોને જે મોટી આવકો મળે છે તે સ્વરાજ્ય આપવાથી આપણે ખોઇ બેસીશું અને તેથી આપણને એક જબરદસ્ત નુકસાન વેઠવું પડશે. પણ હમણાના જેવા કટાકટીના પ્રસંગે આવા ભોગ આપવા એમાં કાંઇ વિસાત નથી. કારણ કે આ લડાઇમાં માણસનો તેમજ પૈસાનો એક ઉદાર ફાળો આપીને હિન્દુસ્તાન સ્વરાજ્યનાં હકને લાયક બની ચૂકયું છે.

એક બીજા દૈનિક પત્રમાં આવાજ પ્રકારની બાબત જણાવતાં એક અધિપતિ હેઠળ મુજબ લખે છે.

" જે કારણ માટે હિન્દુસ્તાન ચળવળ કરે છે તેમ કાંઇ સ્થૈર્ય તેમજ વહનુ પણ છે. જો ઈંગ્લાંડ ખરેખર આખી દુનિયાની સ્વતંત્રતા

અને છુટ, તથા મનુષ્યજાતિના હક જાળવવા માટેજ લડતું હોય તો, હિન્દની આ ફરિઆદ ન્યાયયુક્ત અને વ્યાજબીજ છે. હોમરૂલ લીગના નેતા, પ્રેસિડન્ટ વિલ્સનને સત્તાવાર રીતે જણાવે છે કે **"હાલમાં તો અમે એક તાબેદાર પ્રજા છીએ; સાંકળોથી અમને જકડી લેવામાં આવ્યા છે; તમારા જાણીતા લડાઈના સંદેશામાં જણાવેલા આશયો માટેની અમારી ઇચ્છા પણ જાહેર પ્રદર્શીત કરવાની અમારા પરદેશી રાજ્યકર્તાઓએ અમને મના કરી છે."**

જે પ્રજાસત્તાક રાજ્ય, પ્રજાસ્વાતન્ત્ર્ય, નાના મોટા રાજ્યોના હકો તથા દરેક મનુષ્યને પોતાની ઇચ્છાનુસાર જીવનમાર્ગ તથા રાજ્યપદ્ધતિ પસંદ કરવાના હક માટે ઇંગ્લંડ આ લડાઇમાં ઉતર્યું છે તે સાથે, ઉપરની સ્થિતિ અસંગતિ દાખવે છે.

પ્રજાસત્તાક રાજ્યના આ વિવાદમાં જ્યારે આપણે ખુલ્લી રીતે પ્રજામતને આધિન તો થવું પડે છે ત્યારે બીજી પ્રજાના ન્યાયની ખાતર લડતા ગ્રેટબ્રિટને, હિન્દને થતો અન્યાય દૂર કરીને પોતાની સ્થૈર્યતા જાળવી રાખવી એ શું ડહાપણ ભરેલું નથી ?"

આપણે તો આશા, બલ્કે, એવી અપેક્ષા રાખીએ છીએ કે ઈંગ્લાંડ આ તકનો લાભ અવશ્ય લેશેજ. મી. લૅાઈડ જ્યોર્જે નવા સેક્રેટરી ઓફ સ્ટેટ મી. મોન્ટેગ્યુને દૂર હિન્દમાં મોકલ્યા તેનો અર્થ અમેરિકનો આજ ભાવનાથી કરે છે. એમ કહેવાય છે કે ત્યાંની ખરી સ્થિતિ શું છે તેની તપાસ કરીને હિન્દને સ્વરાજ્ય આપવું કે કેમ તે સંબંધી તેઓ રિપોર્ટ કરવાના છે. મી. મોન્ટેગ્યુ જાહેર કરે છે કે પુરેપુરૂં સ્વરાજ્ય તો નહિ પણ સ્વરાજ્યને પહોંચાય એવી રાજ્યપદ્ધતિ ધણે દરજ્જે દાખલ કરવામાં આવશે.

પરંતુ અફસોસ ! ભૂતકાળમાં જે સંખ્યાબંધ વચનો આપવામાં આવ્યા હતા તેમાંનું કયું વચન પાળવામાં આવ્યું છે ?

અડધી સદીની વાત ઉપર મહારાણી વિક્ટોરિયાએ ઢંઢેરામાં જાહેર કર્યું હતું કે હિન્દીઓને સમાન હક આપવામાં આવશે. આજે આપખુદી સત્તા એટલી બધી વ્યાપી રહી છે કે ધારાસભામાં હિન્દી સભ્યોએ પુછેલા

સવાલનો જવાબ પણ આપવાની અંગ્રેજી રાજ્યકર્તાઓ ચોખ્ખી ના પાડે છે, એટલુંજ નહિ પણ કેટલાક ઠરાવ રજુ કરવાનો તેમજ તેપર મત લેવાનો પણ પ્રતિબન્ધ કરે છે.

વસ્તુસ્થિતિ આમ હોઇને ન્યુ ઓર્લિઅન્સના "ટાઇમ્સ પિકાયુને" નો અધિપતિ હેઠળ મુજબ લખે તો તેમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી:—

"આ વચનો હવે પાળવામાં આવે છે કે પ્રતિજ્ઞાપૂર્વક આપેલા અગાઉના વચનોની માફક, પોતાને પ્રમાણભૂત માનનાર અમલદારવર્ગ તેને ખાંજરે નાંખી મૂકે છે તે હવે જોવાનું છે.

"પણ એ તો ચોક્કસ છે કે સુલેહ થયા બાદ હિન્દ ઉપર પ્રથમની જુની રીતે તો રાજ્ય થઈ શકશેજ નહિ. ત્રીસ કરોડ ઉપરાંતની વસ્તી શું આ ગુલામગીરી હવે વધારે વખત સુધી વેઠી શકશે ખરી કે? હિન્દે આ બારીક વખતમાં પેહેલેથી છેવટ સુધી અદ્દભૂત વફાદારી બતાવી છે અને તેનો યોગ્ય બદલો તેને સત્વર મળવોજ જોઇએ.

"હિન્દુસ્તાનને તેની મરજી વિરૂદ્ધ નાંખેલા કરો આપવા પડે છે. આવી આપ અખ્ત્યારી સત્તા બ્રિટિશ છાયા હેઠળ હવે વધારે વખત ટકી શકે એ માની શકાય એમ નથી. પણ બ્રિટિશ સરકાર, આંતર રાજ્યવહિવટમાં સંપૂર્ણ છુટ આપીને નિરંકુશ સ્વતંત્રતાને માંગણીને અતિ ત્વરાથી પહોંચી શકે એમ ધરાતું નથી.

"હેસ્ટિંગ્સ અને કલાઇવના વખતની રાજ્યપદ્ધતિનો જમાનો તો હવે વહી ગયો છે. સખ્તમાં સખ્ત ગવર્નર હિન્દનું રાજ્ય ભલે નિયમાનુસાર ચલાવે પણ પ્રજાને તો તે કદાપિ રાજ્યનિષ્ઠ રાખી શકશે નહિ."

મી. મોન્ટેગ્યુ પોતાની પહેલાના મી. ચેમ્બરલેનની માફક અર્થનો અનર્થ કરતા અમલદાર વર્ગના આપેલા હેવાલ ઉપરથી હિન્દુસ્તાનની સ્થિતિનો ખ્યાલ બાંધશે કે તેની માહિતી માટે તો મોસ્લીમ લીગના અને કૉન્ગ્રેસના જાણીતા મી. વાચ્છા, મી. જીન્હા, સર સુબ્રમનીયા અને ખાસ કરીને કલકત્તા ખાતેની આગામી કૉન્ગ્રેસના પ્રમુખ મિસિસ બેસન્ટ જેવા હિન્દના સાચા નેતાઓની મદદ લેશે—એ બાબતનું નિરૂપણ કરવા માટે અમેરિકન પ્રજા અત્યન્ત ઉત્સુક થશે.

અમેરિકનો જાણે છે કે આ બે જાણીતી સંસ્થાએ બ્રિટિશ રાજ્યકર્તાઓની સાથે મળીને સ્વરાજ્ય માટે સુધારાની 'એક યોજના' ક્યારનીએ ઘડી કાઢી છે. મી. મોન્ટેગ્યુને જે કંઇ કરવાનું છે તે આ યોજનાનો સંપૂર્ણપણે સ્વીકાર કરવાનો છે. આ માંગણીઓ મધ્યમસરની છે. આથી હિન્દની અશાંતિ દૂર થશે અને સંપૂર્ણ સ્વતંત્રતાના માર્ગમાં ઉત્તેજન મળશે.

પરંતુ હિન્દ માટે પ્રાણાર્પણ કરનાર મીસીસ બીસન્ટની બાબતમાં, તેણીને મદ્રાસના ગવર્નરે નજરકેદ કરીને જે નામોશી લગાડી છે અને જે અન્યાય કર્યો છે તે દૂર કરવાને મી. મોન્ટેગ્યુ શું પગલાં ભરવાના છે ? જો કે બ્રિટિશ પાર્લામેન્ટમાં કંઇક દબાણ લાવ્યાથીજ તેણીને મુકત કરવામાં આવી હતી તે છતાં તેના છુટકારાના સમાચારથી અમેરિકામાં આનંદ આનંદ વર્તી રહ્યો હતો.

મીસીસ બેસન્ટ હિન્દમાં જો હુકમી સત્તાની સામે, સ્વતન્ત્ર ભાષણ તથા મનુષ્યના હકોના બ્રિટિશ આદર્શો માત્ર જાળવતી હતી એમ કબુલ કરીને દુનિયાની નજરમાં તે જે માન અને કીર્તિ ભોગવતી હતી તે સ્થિતિએ શું મી. મોન્ટેગ્યુ ફરીથી તેણીને પ્રતિષ્ઠિત કરશે ? અથવા તો સાંસારિક, ધાર્મિક અને રાજ્યદ્વારી બાબતોમાં અગ્રભાગ લેતી દુનિયાના ભાગેભાગમાં પંકાયલી આ પૂજ્ય બાઇને શું જોન–ઓફ–આર્કની માફક તેના પોતાનજ દેશના લોકો તેણીની અડધી સદીની નિષ્કામ જનસેવાનો બદલો તેનાપર જુલમ ગુજારીને આપશે ? અને તેની સેવાની ખરી કદર શું પાછળના જમાનાનેજ કરવાની રહેશે ?

---

અમારો પત્ર લઇ જનાર અમારો મિત્ર કહેતો હતો કે ૧૫ વર્ષ થયાં તે વ્હાઇટ હાઉસની મુલાકાત લેતો હતો. કોઇએ રોકયા વગર તે અન્દર પ્રવેશ કરી શકયો એવો આ પહેલવહેલોજ બનાવ હતો. ચાર માણસો હમેશાં પ્રેસિડન્ટના સંરક્ષણાર્થે ચોકી રાખે છે પરન્તુ આ વખતે ફકત એકજ શખ્સ બગીચાની સામી બાજુ તરફ નજર કરતો, દ્વાર તરફ પોતાની પુઠ ફેરવીને ત્યાંથી થોડેક દૂર ઉભો હતો.

આ અગત્યનો પત્ર લઈ અમારો મિત્ર અન્દર દાખલ થયો અને તે, પ્રેસિડન્ટના ખાનગી સેક્રેટરીને આપ્યો જે, વિલ્સન સાહેબના

એકાંત અભ્યયનગૃહમાં લઇ ગયો. બીજે દિવસે અમે વિવેક રીતિ પ્રમાણે તે પત્રની નકલ સેક્રેટરી ઓફ સ્ટેટ મી૦ લેન્સિંગના હાથમાં મૂકી. તે દિવસે માલમ પડયું કે પ્રેસિડન્ટ વિલ્સને પોતાના પત્ર પર આ એક એવી બારીક બાબત છે કે જેના પર ધ્યાન આપવુંજ જોઇએ એ પ્રકારની નોંધ કરીને તે લેન્સિંગને મોકલી આપ્યો.

બીજે દિવસે તે પત્રની છાપેલી નકલો સરકારી મહેલમાં રાજ્ય-મંડળીના તેમજ રાષ્ટ્રીય સભાના ૫૩૩ સભાસદો સમક્ષ મુકવામાં આવી. તે પત્રમાં દર્શાવેલી લશ્કરી મહત્વતાને લીધે છાપાનું પણ ધ્યાન ખેંચાયું અને તેથી સંખ્યાબંધ પત્રોને જુદી જુદી ખબરો પહોંચાડનાર એસોશીએટેડ પ્રેસ તથા ઇન્ટરનૅશનલ ન્યુસ—એ બન્નેએ દશ લાખ માણસો આપવાની હિન્દની કહેણના સમાચાર તાર મારફત મોકલવા માંડ્યા. 'વૉશિંગ્ટન હેરલ્ડ'માંથી નોંધેલો ફકરો અમેરિકામાં લાખો લોકોથી વંચાતા લગભગ ૧૫૦૦ દૈનિક પત્રોમાં જે બીના પ્રગટ થઇ છે તેજ સૂચવે છે. ત્યાર બાદ અધિપતિના મુખ્ય વિરૂદ્ધાવિરૂદ્ધ લખાણો સ્વાભાવિક રીતે લખવામાં આવ્યા હતા, અને એ રીતે આખો દેશ હિન્દુસ્તાનની બાબતમાં લક્ષ આપવા તૈયાર થઈ રહ્યો છે. એવાજ પત્રો દ્વારા બીશપ વેજવુડ સાથે થયેલી મુલાકાતનો હેવાલ છપાયો હતો, અને વધુ હિલચાલ ચાલ્યા કરે છે.

સરકારી મહેલમાં લશ્કરી કામકાજના મંડળની સભામાં પણ અમને આમંત્રણ થયું હતું, અને અમે તેમની સાથે હિન્દુસ્તાનની સ્થિતિ તેમજ તેણે કરેલી માંગણીના સંબંધમાં ખુલાસો કર્યો હતો. આ વાતથી તેઓના મન ઉપર મજબુત અસર થઇ. અમેરિકન લેબર ફીડરેશનના પ્રમુખ સેમ્યુઅલ ગોમ્પર્સ જે, ઈંગ્લાંડમાં યુનીઅનો માટે હેરાક્લીસે કરેલા શરૂ-આતના કાર્યથી વાકેફગાર હતા તેમની આગળ આ બીના જાતોજાત રજુ કરવામાં આવી હતી. વૉશિંગ્ટનના સર્વ અધિપતિઓને જાતે મળીને તે સંબંધી ખબર આપવામાં આવી હતી. મી. બ્રાયનને પણ આ સમાચાર જાતે પહોંચાડવામાં આવ્યા હતા. મી. રૂઝવેલ્ટ.થોડોક વખત થયાં અસ્વસ્થ હોવાથી તેની મુલાકાત કરવા સંબંધી ગોઠવણ હવે કરવામાં આવશે.

આ વિષય ઉપર જાહેર ભાષણો અમે ક્યારનાએ આપી ચુકયા છીએ; વળી વૉશિંગ્ટન અને ન્યૂયૉર્કમાં અમે હિન્દ માટે સમ્પૂર્ણ સહા-

નુભૂતિ ઉત્તેજીત કરવા માટે લડત શરૂ કીધી છે. વૅાશિંગ્ટનમાં અમે જગત સ્વાતન્ત્ર્ય માટે એક મંડળી સ્થાપી છે, જેનો હેતુ સમસ્ત પ્રજાના સ્વાતન્ત્ર્ય તથા યોગ્ય સુધારા માટે કાર્ય કરવાનો છે. દુનિયાના રાજકીય અને સાંસારિક પુનરોદ્ધાર માટે હેરાકલીસે જે આદર્શો જાહેર કર્યા હતા તેજ આદર્શો આ સંસ્થાએ માન્ય કર્યા છે.

હિન્દુસ્તાન સરકાર બ્રિટિશ આદર્શથી તદ્દન વિરૂદ્ધ ચાલે છે; ત્યાંની ખરેખરી સ્થિતિથી ઈંગ્લાંડની પ્રજા તદ્દન અજાણ છે; વેપારી અને રાજકીય હિત જાળવતો અમલદાર વર્ગ હિન્દને ચુસી લેછે અને સઘળી બીનાઓ જાહેરમાં આવતી અટકાવે છે—એ બીનાઓ અમે ભાર દઇને જણાવીએ છીએ. જો ઈંગ્લાંડને હિન્દની ખરેખરી સ્થિતિથી વાકેફ કરવામાં આવે તો તે અત્યન્ત જાભારી થશે એટલુંજ નહિ પણ સઘળી સ્થિતિ સુવ્યવસ્થિત કરીને આ લશ્કરી મદદનો લાભ લેવાને તે ચુકશે નહિ. જો ઇંગ્લાંડ હિન્દની સ્વરાજ્ય માટેની પ્રાર્થના સ્વીકારે તો આવા જબરદસ્ત આત્મભોગનાં દાખલાથી, ઈંગ્લાંડ વિજય તેમજ ઉત્કર્ષને માટે લડતું નથી એવી રૂશીયાની ખાત્રી થશે અને તેથી તે પોતાના લાખો માણસોને આગ્રહપુર્વક લડાઇમાં ઝંપ લાવશે. ઈંગ્લાંડના આત્મભોગથી જર્મનીની આંતરિક સ્થિતિ પર પણ અસર થશે કારણ કે ત્યાં ઘણાને કહેવામાં આવ્યું છે કે ઈંગ્લાંડ સ્વાર્થ સાધે છે અને બને તો જર્મની ઉપર અખ્ત્યાર ચલાવવાને પણ તત્પર થઈ રહ્યું છે. સંખ્યાબંધ તુમારો અને જથ્થાબંધ યુદ્ધસામગ્રી કરતાં સ્વાર્થત્યાગનું આ એકજ કાર્ય જર્મનીમાં પ્રચલિત થયલી આવી લાગણીઓ દૂર કરીને ત્યાં પ્રજાસત્તા સ્થાપવામાં અને કયસરનો પરાભવ અને વિગ્રહનો અંત લાવવામાં સહાયરૂપ થઇ પડશે. પ્રેસિડન્ટ વિલ્સનની છાયા હેઠળ રહીને દુનિયામાં સંપુર્ણ સ્વતંત્રતા અને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાનો તેમનો આદર્શ સાધવાનો આપણે રાજ્યનિષ્ઠ અમેરિકનો તરીકે આવી આવી પદ્ધતીએ કામ કરી શકીએ.

---

કેટલાક મિત્રોના લાગવગથી અમે પ્રેસિડન્ટ વિલ્સનના હિતેચ્છુઓ તથા અંગત મિત્રોના સમાગમમાં આવ્યા. તેમાંનો મુખ્ય, અગાઉ તુર્કી ખાતેનો એલચી અને મી. વિલ્સનનો ફીનાનશીયલ ડીરેકટર, ઓન.

હેનરી મોરગેન્થુ હતો. મી. મોરગેન્થુનો ભાઈ હેનરીનો અંગત મિત્ર થાય છે. હેનરી તેના એક મોટા ધંધાનો જનરલ મેનેજર હતો. હિંદના લોકોને હવે એકત્ર થયલા જોઇને તેમની સ્વરાજ્ય માટેની માંગણીમાં મોરગેન્થુ ઘણોજ ઉત્સાહ ધરાવતો હતો. તેણે સર સુબ્રમનીયાએ પ્રેસિડન્ટ વિલ્સનને લખેલા પત્રની એક વધુ નકલ માંગી. તે હેનરી સાથે તેની ઓફીસમાં વાત કરતો હતો તે વખતે મી. વિલ્સને તેને ટેલીફોન પર બોલાવ્યો. મી. વિલ્સનનો તે ઘણો ગાઢ મિત્ર છે અને હિંદની દાદ આવી સ્પષ્ટ રીતે અને સહાનુભૂતિપુર્વક તેની આગળ રજુ કરવામાં આવેલી જોઇને અમને ખરેખર ઘણો હર્ષ ઉત્પન્ન થયો.

મી. મોરગેન્થુએ ત્યારબાદ જાતે હેનરીને કર્નલ હાઉસ જે, પ્રેસિડન્ટ વિલ્સનનો ખાનગી પ્રતિનિધી છે તેની મુલાકાત કરાવી અને દેશદેશના વ્યવહાર સંબંધી કેટલીક વાતચિત કરી. કર્નલ હાઉસ હમણાં ઈંગ્લાંડ ખાતે મિત્રરાજ્યોને પોતાના સાધનો વધારે યોગ્ય રીતે એકત્ર કરવાનો તથા "પ્રજાને સ્વરાજ્ય માટે હક્ક છે" એવા પ્રેસિડન્ટ વિલ્સનના આદર્શને અનુસરીને લડાઇનું ધ્યેય ફરીથી નિવેદન કરવાનો આગ્રહ કરે છે. કર્નલ હાઉસ અમેરિકામાં સઘળા પરતંત્ર દેશોને લગતી બીના એકઠી કરે છે કે જેથી, દરેક પ્રજા પોતપોતાના કુદરતી ધોરણે વિકાસ પામે અને જગતમાં શાશ્વત સુલેહ જળવાય એવી ન્યાય અને બુદ્ધિપુર્વક પુનઃરચના થઇ શકે. આ મુદ્દાની બીનાઓ પ્રેસિડન્ટ વિલ્સનની સમક્ષ રજુ કરવામાં આવશે અને તે સ્વરાજ્ય અને પ્રજાસત્તાક રાજ્ય દ્વારા જગતની પરતંત્રતામાંથી મુક્તિ કરવાને ધોરણે સઘળી 'પ્રજાની ઐક્યતા' સ્થાપવાની પોતાની યોજનાર્થે તેનો ઉપયોગ કરશે.

અમેરિકા છોડીને કર્નલ હાઉસ જ્યારે ઈંગ્લાંડ ગયા ત્યારે સાથે સાથે હિન્દને લગતી હકીકતો પણ ધ્યાનમાં રાખી લેતા ગયા. તેની પહેલા પ્રેસિડન્ટ વિલ્સને સર સુબ્રમનીયા આયરના પત્રસંબંધમાં ઈંગ્લાંડ ખાતેના અમેરિકન એલચીને અમારૂં જાહેરપત્ર મોકલી આપ્યું હતું.

આ અગત્યની બીનાઓ ધ્યાનમાં લેતાં હિન્દ તરફ ઈંગ્લાંડનું આ બદલાયેલું વળણ સહેલાઇથી સમજી શકાય એમ છે. જે સમર્થ પુરૂષ વ્હાઇટ હાઉસમાં પ્રતિબંધ વિના પ્રવેશ કરી શકે છે અને જે હાલની લડાઇના અગત્યના પ્રશ્નો સાથે સંબંધ ધરાવે છે તે પુરૂષે અમને આ

સંબંધી વધુ હકીકત જણાવી હતી. એ શખ્સે અમને જણાવ્યું કે કર્નલ હાઉસને એવી સૂચના કરવામાં આવી હતી કે તેમણે ઇંગ્લાંડમાં વડા પ્રધાનની સાથે હિન્દનો વિષય હાથમાં લેવો અને હિન્દના મનુષ્યબળનો લડાઇમાં અને ખાસ કરીને મેસોપોટેમીયામાં ઉપયોગ થઈ શકે એટલા સારૂ તેને સ્વરાજ્ય આપવાને પગલાં ભરવા સંબંધી તપાસ પણ કરવી, સ્વરાજ્ય દ્વારા જગત સ્વાતંત્ર્યની નીતિ તરફ ઇંગ્લાંડ કેટલે દરજ્જે સહાનુભૂતિ ધરાવે છે તેવિષે પણ કર્નલ હાઉસે તપાસ કરવાની હતી. હિન્દને પરાધિનતામાં રાખીને આર્થિક લાભોનું સાધન કરવાની નીતિનો ઇંગ્લાંડ પરિત્યાગ કરે તો લડાઇનો અંત સત્વર આવશે એવી અહિંના આગેવાન ગૃહસ્થોની માન્યતા છે. આ પ્રમાણે થશે ત્યારેજ ઇંગ્લાંડ નિઃસ્વાર્થતાના આદર્શ અને પ્રજાસ્વાતંત્ર્યના ઇશ્વરપ્રેરિત દૂત તરીકે જગતની સન્મુખ ઝળહળી રહેશે.

અમારી સમજ પ્રમાણે હિંદની અભિલાષાઓ તરફ, ઇંગ્લાંડ, મી. મોન્ટેગ્યુ અને વાઇસરોય હવે જે સહાનુભૂતિ ધરાવે છે તેની સાથે આ બીનાને ઘણો સંબંધ છે અને એ સહાનુભૂતિમાં હવે વૃદ્ધિ થતી જશે એવી આશા છે. વાસ્તે અમને લાગે છે કે વૉશિંગ્ટનમાં અમે આરંભેલું કાર્ય અમારા ધારવા કરતાં વધારે ફળદાયક નીવડયું છે. અમે સઘળી અગત્યની બીનાઓ અધિકાર ભોગવતા અને કાર્ય કરી શકે એવા શખસો આગળ રજુ કરી. અને મને કહેતાં આનંદ થાય છે કે તેઓ ખરેખર તે પ્રમાણે કરી શકયા.

યુદ્ધમંત્રમંડળીની સભામાં પણ અમારી વાતની ઘણી સારી અસર થઇ, અને ઇંગ્લાંડ પર દબાણ કરવામાં મદદરૂપ થઈ પડી. હિંદની એક દીલ લશ્કરી મદદ કેટલી અગત્યની છે અને તે કેવી રીતે મેળવી શકાય તે અમે બતાવ્યું. રૂશિયાના પડી ભાગવાથી અને ઇટાલીની હારથી વધારે માણસોની આવશ્યકતા મજબૂત થતી ગઈ છે અને તેથી હિંદનો પ્રશ્ન તાજો થાય છે. જે બીજા ૬૦૦ સભાજનો તથા ખાતાના ઉપરીઓને અમે આ બીનાઓ જણાવી હતી તેઓ તથા સેક્રેટરી ઑફ સ્ટેટ મી. લૅન્સીંગ, મજુરપક્ષના ઉપરી મી. ગોમ્પર્સ તેમજ બીજાઓ આ પ્રશ્નમાં અત્યન્ત ઉત્સાહ ધરાવે છે. વૉશિંગ્ટન ખાતેના સઘળા તંત્રીઓની હેનરીએ મુલાકાત લીધી હતી. અને તેઓમાંના અગ્રે-

સરે જાતે પાછી મુલાકાત લેવાને કહ્યું હતું. આ સર્વે લોકો હવે હિંદની બીનાઓથી વાકેફ છે અને તેઓમાંના ઘણાઓએ અહિંના તેમજ ઈંગ્લાંડના લોકનાયકો પર દબાણ કર્યું છે.

અમારા છાપાના કામ સંબંધી અમે અમારા આગળા પત્રમાં તમને જણાવી ચૂકયા છીએ. તેના સંબંધમાં એટલુંજ કહેવું બસ છે કે હિંદની આ સ્વરાજ્યની માંગણીના સમાચાર વર્તમાન પત્રો દ્વારા લગભગ ૩૦ કરોડ માણસોને પહોંચી વળ્યા હતા. ઘણા પત્રોમાં તો અધિપતિઓએ પણ પોતાના મુખ્ય લખાણો લખ્યા હતાં. હિંદના મનુષ્યબળ વિષેની ચર્ચા કૅનેડાના પત્રકારોએ હાથમાં લીધી છે, તેમજ મુખ્ય અંગ્રેજી પત્રોને પણ અમે સઘળી બીનાઓની યાદી મોકલી આપી છે.

વર્તમાનપત્રોની આ ચળવળથી હિન્દને લગતી બીજી બાબતોમાં પણ લોકો ઉત્સાહ લેવા લાગ્યા છે. અને તેથી આવી બાબતો માટે તેઓ પત્રોમાં વધારે જગ્યા રોકે છે. જે વિષય માટે તેઓ પહેલાં એકાદ બે લીટી લખતા હતા તે માટે હવે કૉલમોના કૉલમો લખવામાં આવે છે. "લિટરરી ડાઇજેસ્ટ" નામના એક અઠવાડિક પત્રને, જે જે કાંઈ બને છે તેવિષે અમે વાકેફ કરીએ છીએ. આ સાથે જોડેલા ફકરા ઉપરથી તમારી ખાત્રી થશે કે હિંદને લગતી હકીકત ઉપર તેઓ કેટલું બધું ધ્યાન આપે છે. આ કામ દિવસે દિવસે અગાડીને અગાડી વધતું જાય છે. જો અમારી પાસે પુરતાં નાણાં હોત તો એક સેક્રેટરી નીમીને, અને આખા દેશમાં છપાતા વિરોધી લખાણોનો જવાબ વાળીને તેમજ સહાનુભૂતિ દર્શાવનારા લેખો ઉપર ટીકા કરીને હિન્દની સ્થિતિ તરફ અમેરિકાના લોકમતને કેળવવાની લડતના સંબંધમાં ઘણી સારી સેવા બજાવી શકીએ; કારણ કે આ લડત તમારૂં કાર્ય સત્વર સાધવાને ઘણી અગત્યની છે. આવી વસ્તુસ્થિતિમાં પણ અમે આ દિશામાં ઘણી પ્રવૃત્તિઓ કરી છે, અને હિન્દુસ્તાનથી અમલદારવર્ગે છાપા દ્વારા મોકલેલા તમારી વિરૂદ્ધના રીપોર્ટની ખરાબ અસર ઘણે દરજ્જે તોડી પાડી છે. અમે આ કામ યથાશકિત ચાલુ રાખીશું.

કર્નલ રૂઝવેલ્ટનો એક ગાઢ મિત્ર એક દિવસ અમને ન્યુ યોર્કમાં ઓઇસ્ટરબે આગળ આવેલા તેના ઘરની મુલાકાતે લઇ ગયો. કર્નલ અને તેમના પત્નીએ અમને સારો આવકાર આપ્યો; અમે તેમની

સાથે તેમજ કેટલાક નામાંકિત રાજનીતિનિપુણો તથા બીજા મિત્રો જેઓ ત્યાં હાજર હતા તેઓની સાથે ચા પીધી. ત્યારબાદ કર્નલે અમને પોતાની પાસે બેસાડ્યા અને અમારી હકીકત જણાવવાનું કહ્યું. અમે હિન્દની દાદ રજુ કરતા હતા તે તેઓએ ઉત્સુકતાથી એક કલાક સુધી સાંભળી. કર્નલ આ બાબતમાં ઘણોજ ઉત્સાહ લેતા હતા. તેઓએ જણાવ્યું કે મોસ્લીમ લીગ અને નૅશનલ કૉન્ગ્રેસની છેલ્લી બેઠકમાં હિન્દના આશયોની ઐક્યતા જોઇને તેમને વિશેષ આનંદ થયો હતો. તેને ખાત્રી હતી કે પ્રજા સ્વાતન્ત્ર્ય તરફની જગતની પ્રવૃત્તિમાં હિન્દ પણ ભાગ લેશે. તેમના ખરેખરા શબ્દો, (જે અમારે માટે તેમણે લખ્યા છે તે) હેઠળ મુજબ છેઃ—“ હિન્દે પ્રજા સ્વાતંત્ર્યની જગતની પ્રવૃત્તિમાં ભાગ લેવોજ જોઇએ, જે બીજા શબ્દોમાં કહીએ તો, સુધરેલી પ્રજાનો સ્વરાજ્ય માટેનો હક છે. ”

જગત સ્વાતન્ત્ર્ય માટેના મંડળની ફરજ, પોતાની આર્થિક સ્થિતિ પ્રમાણે આખા અમેરિકામાં હિંદને લગતા સાહિત્યનો પ્રચાર કરવાની છે. તેને ઘણા રાજ્યોમાં સ્થાનિક પ્રતિનિધિઓ પણ મદદ કરશે. તેની મુખ્ય ઓફિસ વાશિંગ્ટન (ડી. સી.) ખાતે છે. એ મંડળ, જગતસ્વાતન્ત્ર્ય અને પરાધીન પ્રજાના છુટકારાના પ્રેસિડન્ટ વિલ્સનના આદર્શ તરફ સહાનુભૂતિ ધરાવતા ખુદ અમેરિકાના પુરવાસીઓએ સ્થાપેલું છે. અને તેઓ તમારા ઉચ્ચાશય મુજબ ખાસ કરીને હિંદના સ્વાતન્ત્ર્ય તરફ દિલસોજી ધરાવે છે.

અમે સભામાં હિંદને તેમજ તમને ઉદ્દેશીને બોલ્યા હતા અને સભાસદો આપણે કરેલા કાર્ય તરફ ખરો ભાવ અને ઉત્સાહ દર્શાવતા હતા. “ મેસેન્જર ” ના નવેમ્બર માસના અંકમાં અમારી ટીકાઓનો સારાંશ આપેલો છે. અમેરિકાના જુદા જુદા ભાગમાં સભાસદોએ અમારી પાસેથી વધુ હકીકતોની માંગણી કરી છે અને તેઓ જે મદદ આપવાને તૈયાર થાય તેવો અમે ખુશીથી સ્વીકાર કરીશું.

## આ ક્ષણે કરવાનું કાર્ય.

ન્યૂ યૉર્ક તથા વૉશિંગ્ટનના લાગવગ ધરાવતા લોકનાયકોએ હિંદને લગતો અત્યાર સુધીનો એક ટુંક હેવાલ (બ્રીફ) તૈયાર કરવાને મને કહ્યું છે. તેમની પાસે જે હકીકતો છે તે મોટામોટા પુસ્તકો તેમજ

ચોપાનીઆઓમાં આપેલી છે અને તેમાંથી મુખ્ય બીનાઓ ચુંટી કાઢવાને ઘણા વાંચનની તથા અવકાશની જરૂર પડે છે. તેથી મી. શિબ્લી અને હેનરીએ વૅાશિંગ્ટન અને ન્યૂ યૅાર્કના સાર્વજનિક પુસ્તકાલયના ગ્રંથો, ચોપડીઓ, ચોપાનીઆઓ અને લંડનના તાજામાં તાજા વર્તમાનપત્રો કેટલાક અઠવાડિયા સુધી વાંચ્યા; મુખ્ય બીનાઓ ચુંટી કાઢી અને જે અંગ્રેજ રાજનીતિનિપુણોએ તમારા આશયો પ્રદર્શિત કરીને હિંદની દુઃખી સ્થિતિ તરફ ધ્યાન ખેંચ્યું છે તેના શબ્દો ખાસ કરીને ટાંકી લીધા. અમે સઘળી હકીકતો અત્રે લાવ્યા છીએ તેમજ તમે હાથોહાથ આપેલી ચોપડીઓ પણ અહીંઆ અમારી પાસે છે. પુર્વ તરફની મુસાફરી વખતે તે વૅાશિંગ્ટન ખાતે લઈ જવાની અમારી હિંમત ચાલી નહિ. બીજાં થોડાં અઠવાડીયાં સુધી આ હકીકતો ગોઠવીને અમે, અમેરિકાની હાલની સ્થિતિને યોગ્ય થઈ પડે તેવા રૂપમાં અમેરિકન દૃષ્ટિબિંદુથી તેને સંક્ષેપમાં લખીશું.

આ હેવાલ તૈયાર કરવાના કામમાં એક મોટી મુશ્કેલી એ નડે છે કે હિંદ સંબંધી જે પુસ્તકો અને ચોપાનીઆઓ લખાયલા છે તેમાં એક સૌથી અગત્યની બીના તરફ બેદરકારી બતાવવામાં આવી છે એટલે કે, પોતાની હકીકતમાં અનુકૂલ હોય એવા આંકડાઓ ટાંકતી વખતે તે શામાંથી લેવામાં આવ્યા છે તેનો યથાર્થ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. ગ્લૅડસ્ટને અમુક અમુક ટીકા કરી, અથવા ઇંગ્લાંડ હિન્દની આટલી આટલી સમ્પત્તિ ચૂસી લેછે એવી એવી બીનાઓ જણાવતી વખતે જે ચોપડીઓમાંથી તે લેવામાં આવી હોય તે ચોપડી તથા તેનું પાનું જણાવવામાં આવ્યું નથી. અને તેથી આવા અપ્રમાણ ઉતારાનો ઉપયોગ કરવાનું અસંભવિત થઇ પડે છે. આ ઉતારાઓ સાબિત કરવાને તેમજ તે ક્યાંથી લેવામાં આવ્યા છે તે શોધી કહાડવાને કલાકોના કલાકો બલ્કે દિવસોના દિવસો ગાળવાની પ્રથમ જરૂર છે. અને આમાંની ઘણીક ચોપડીઓ અમેરિકામાં મળી શકતી ન હોવાથી ઉપયોગી થઇ પડે એવા કેટલાક આંકડાઓ આ હેવાલમાંથી કાઢી નાંખવા પડે છે.

જે હિંદી બંધુઓ લેખક અને વક્તા હોય તેમને આ બાબત તમે જણાવશો. હિંદુસ્થાનનો (અથવા કોઇ પણ દેશનો) હેવાલ નિષ્પક્ષપાત ન્યાયસભા સમક્ષ રજુ કરતી વખતે સહેલાઇથી તે સાબિત થઇ

શકે તેટલા સારૂ એવો કોઇ પણ ઉતારો તે કઈ ચોપડીમાંથી લેવામાં આવ્યો છે તે તથા તેનું પાનું જણાવ્યા વગર દાખલ થઇ શકે નહિ. અમારા બંધુઓ ભવિષ્યમાં પુસ્તકો પ્રસિદ્ધ કરતી વખતે આ બીના તરફ ધ્યાન આપશે એવી આશા છે.

જો અમને નાણાની જોગવાઇ થાય તો હિંદનો આ હેવાલ છપાવવામાં આવશે. જો તેમ નહિ બને તો કર્નલ હાઉસ જ્યારે યુરોપથી પાછા ફરે ત્યારે હેનરી તેમની પાસે એક ટાઇપ કરેલી નકલ વૉશિંગ્ટનમાં લઈજશે. કર્નલ હાઉસ આવી મદદમાં અનુમોદન આપે છે અને તેથી પોલાંડને માટે જેમ પેડરવસ્કી, અને બીજી પરતંત્ર પ્રજા માટે અન્ય અધિકારીઓ મહેનત કરી રહ્યા છે તેજ પ્રમાણે અમે પણ હિંદ માટે કરીશું. અમને આશ્ચર્ય એ થાય છે કે ઇજીપ્તની બીના રજુ કરવાને કોઈ બ્હાર પડતું નથી.

---

# ચુંટી કાઢેલા ઉતારાઓ.

## હિન્દની હોમરૂલ માટે માંગણી.

પ્રેસિડન્ટ વિલ્સનને ગઇ કાલે રજુ થયલા પત્ર ઉપરથી જણાય છે કે હિંદ તરફથી મિત્રરાજ્યને ૧ કરોડ માણસોની મદદ આપવામાં આવશે.

આ પત્ર હોમરૂલની ચળવળના નેતા સર સુબ્રમનીયા તરફથી આવેલો છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે કેનેડા અને ઑસ્ટ્રેલિયાની માફક જો બ્રિટિશ સામ્રાજ્ય હિંદને સમાન હક્ક આપશે તો આ ગંજાવર લશ્કર તેને પુરૂ પાડવામાં આવશે.

હિંદમાં દશ વર્ષ સુધી રહેનાર અમેરિકાના લેખકો તેમજ વકતાઓ મી. અને મીસિસ હેનરી હૉચનર આ પત્ર વૉશિંગ્ટન ખાતે લાવ્યા હતા.

તે પત્રમાં જણાવ્યું છે કે છેલ્લા ડિસેમ્બર મહિનામાં હિંદી કોન્ગ્રેસ તથા ઑલ ઇંડિયા મોસ્લીમ લીગ તરફથી ૫૦૦૦ પ્રતિનિધિઓની મદ્રાસ ખાતે એક સભા બોલાવવામાં આવી હતી. આ સભા એવા નિર્ણય પર આવી કે લડાઇ પછી હવે હિંદને પરતંત્ર પ્રજા તરીકે ગણવામાં આવશે

નહિ એમ જાહેર રીતે વચન આપવાની નામદાર શહેનશાહને વિનંતિ કરવી—( વૉશિંગ્ટન હૅરલ્ડ ).

[ વૉશિંગ્ટન હૅરલ્ડ એક અહિંનું જાણીતું વર્તમાનપત્ર છે. આના જેવોજ બીજો લેખ એક્કી વખતે લગભગ ૭૦૦ પત્રોમાં છપાયો હતો અને એજ બાબતનો ટુંક હેવાલ બીજા ૮૦૦ પત્રોમાં પ્રસિદ્ધ થયો હતો અને એવી રીતે આ સમાચાર લગભગ ૭ કરોડ માણસોને પહોંચી વળ્યા છે. ]

મિત્રરાજ્યોને ૧ કરોડ આદમીનું લશ્કર પુરૂં પાડવાની હિન્દની આ માગણી ઇંગ્લાંડે સ્વીકારવી જોઇએ, અને વેજવુડ સાહેબના અભિપ્રાય પ્રમાણે તો હિંદુસ્તાનમાં મુસાફરી કરવાનો એડવીન મોન્ટેગ્યુનો મુખ્ય ઉદ્દેશ સ્વરાજ્ય સંબંધી વિચાર કરવાનો હોય એમ લાગે છે. યુનાઇટેડ સ્ટેઇટ્સમાં ફરી આવીને આ શહેરમાં તેઓ હમણાજ પધાર્યા છે અને લંડન પાછા ફરવાની તૈયારીમાં છે. વેજવુડ સાહેબ બોલ્યા હતા કે:

" આ બહાદુર લડવૈયાઓને સશસ્ત્ર કરવાનાં તાત્કાલિક પગલાં ભરવા જોઈએ, એમ હું માનું છું. હિંદી લશ્કરે જર્મન લોકોને માર્ને આગળ અગાડી વધતાં અટકાવ્યા છે અને ફ્રાન્સ તેમજ મેસોપોટેમીયામાં પણ તેવીજ શૂરવીરતા દેખાડી છે.

" આપણા વર્તમાન લશ્કરમાં આ વિશાળ સૈન્યનો ઉમેરો કરવાથી નિકટના ભવિષ્યમાં વિગ્રહનો અંત આપણી તરફેણમાં આવશે. હલકા પગાર અને સાદા ખોરાકને લીધે ૧ કરોડ હિંદી લશ્કરને તેટલીજ સંખ્યાના અંગ્રેજ અને અમેરિકન લશ્કરીઓ કરનાં અડધા ખર્ચે રણાંગણમાં નિભાવી શકશે—એ આર્થિક દૃષ્ટિબિંદુથી જોતાં એક મહત્વની બીના છે.

" હિન્દને સ્વરાજ્ય આપવું એ અમારે માટે એક વિશાળ આત્મભોગ છે, કારણ કે હિંદમાંથી ઇંગ્રેજી વ્યાપારીઓ અને અધિકારીઓ જે ગંજાવર આવક મેળવે છે તેમાંની કેટલીક અમારે ગુમાવવી પડશે. પરંતુ આવા અણીના સમયે એવો કોઇ પણ ભોગ અતિ મોટો ગણાશે નહિ કારણ કે સાંપ્રત વિગ્રહમાં માણસો અને સંપતિનો એક ઉદાર હિસ્સો ક્યારનોએ આપીને હિન્દે, કેનેડા અને ઑસ્ટ્રેલિયાની માફક બ્રિટિશ સામ્રાજ્યના એક સ્વતંત્ર ભાગીદાર થવાનો હક્ક મેળવ્યો છે.

" હું હિંદમાં રહ્યો છું અને પ્રમુખ વિલ્સનને આ કહેણુ મોકલનાર પુજ્ય ન્યાયમૂર્તી અને પ્રસિદ્ધ પુરૂષ સાથે મારે પરિચય છે.

હું માનું છું કે સઘળા ઇંગ્રેજો આભાર સાથે હિંદની આ માંગણી સ્વીકારશે. થોડા દિવસની વાત ઉપર, વાઇકાઉન્ટ ગ્રેએ, આ ઇંગ્રેજોની ભાવનાઓ પ્રદર્શિત કરતાં જણાવ્યું હતું કે પ્રેસિડન્ટ વિલ્સનની સાર્વજનિક સ્વરાજ્યની યોજનાને તેઓ અંતઃકરણપુર્વક અનુમોદન આપે છે.

"ત્રીસ કરોડની વસ્તીવાળા હિન્દુસ્તાનને શા સારૂ આ લાભ ન આપવો? અને તેના ગંજાવર લશ્કર અને સમ્પત્તિનો શા સારૂ ઉપયોગ ન કરવો?"

"પાર્લામેંટના સભાસદ મી. વેજવુડે સ્વરાજ્ય માટેની તદ્દન સનદશીર ચળવળની આ બાબત ક્યારનીએ ત્યાં રજુ કરી છે."

બિશપ વેજવુડ બ્રિટિશ સામ્રાજ્યના ઓલ્ડ કેથોલિક ચર્ચના મુખ્ય ધર્માધિકારી છે, તેઓ, વેજવુડ પોટરીના સ્થાપક જોશિયા વેજવુડના પૌત્રના પૌત્ર અને ચાર્લસ ડાર્વિનના ભત્રીજા થાય છે.

[ ૫૦૦,૦૦૦ વાંચકોમાં ફેલાવો પામેલા ન્યુયોર્કના એક પત્રમાં આ બીના છપાઇ હતી અને બીજા ઘણા પત્રોમાં પણ તે નિઃસંદેહ પ્રસિદ્ધ થશે. ]

---

## હિંદના વાઇસરાયનું સ્વરાજ્યમાં અનુમોદન.

**"સરકાર એવા નિર્ણય પર આવી છે કે બ્રિટિશ હિન્દુસ્તાનને સ્વરાજ્ય બક્ષવું એ બ્રિટીશ રાજ્યનું લક્ષ્ય છે"** એ પ્રમાણે વાઇસરોયે કરેલા ખુલ્લા નિવેદનથી ઍંગ્લો ઇંડિયનોમાં ભારે ખળભળાટ થઈ રહેલો છે. આ યુદ્ધમાં હિન્દે બ્રિટન તરફ જે અડગ રાજ્યભક્તિ દેખાડી છે તેની કદર કરવાનેજ આ પ્રમાણે જાહેર કરવામાં આવ્યું છે. આ વળણમાં નવા હિન્દી પ્રધાન મી. ઈ. એસ. મોન્ટેગ્યુ દ્વારા ઇમ્પીરીઅલ ગવર્નમેંટ તરફથી ટેકો પણ મળ્યો છે. છાપાએ પહેલવહેલો એ પ્રશ્ન પુછયો કે 'આ લક્ષ્યને હિંદીઓ કયા માર્ગે પહોંચી શકશે?' આ પ્રશ્નનો ઉત્તર વાઇસરોયે આપેલા ભાષણમાં માલમ પડે છે અને તે ભાષણ લાહોર બુલેટિનમાં પ્રસિદ્ધ પણ થઈ ચુકયું છે.

લૅાર્ડ ચેમ્સફર્ડના ભાષણથી હિંદના પત્રકારોમાં ઘણો આનંદ થયો છે. ઇંડિયન નૅશનલ કોંગ્રેસના વિચારો દર્શાવનાર 'બૅામ્બે ક્રૅાનિકલ' લખે છે કે "નામદાર વાઇસરોયે અમે આશા રાખી શકીએ તે પ્રમાણે યથેષ્ટ

રાજ્યપદ્ધતિ નિવેદન કરી છે." સરકાર પર નિડરપણે ટીકા કરનાર અને પ્રજાના વિચારો દર્શાવનાર કલકત્તાનું 'અમૃત બઝાર પત્રિકા' લૉર્ડ ચેમ્સફર્ડના ભાષણનું "વળણ તથા તેની સદ્ભાવનાને" અંતઃકરણ પુર્વક ટેકો આપે છે.

હિંદનો અમલદારી વર્ગ—એટલે કે બ્રિટિશ મુલકી અને લશ્કરી અમલદારો આથી ઘણા ગુસ્સે થયા છે અને તેઓ મીસીસ બેસન્ટને નજરકેદમાંથી મુકત કરેલી જોતાં, વાઇસરોયના ભાષણ પરથી એમ ધારે છે કે તેઓ નામદાર રાજ્યક્રાંતિની ચળવળને તદ્દન વશ થઇ ગયા છે. આ લોકોના આ વિચારો લંડનના 'મૉર્નિંગ પોસ્ટ"માં ખુલ્લેખુલ્લા નજરે પડે છે.

એમ છતાં પણ લંડનનું સોશિયાલિસ્ટ "ન્યુ સ્ટેટ્સમેન" લૉર્ડ ચેમ્સફર્ડનો મજબૂત બચાવ કરતાં નીચે મુજબ લખે છે:—

"લૉર્ડ ચેમ્સફર્ડે મદ્રાસમાં મીસીસ બેસન્ટને મુકત કરવાનો હુકમ કર્યો એટલુંજ નહિ પણ તેણીને મુંબઈ ઇલાકામાં દાખલ થવાની મના કરનારો હુકમ ખેંચી લેવાને મુંબઈના ગવર્નરને સુચવ્યું અને વળી હિંદી સુધારકોની આશાઓ દાબી દેવાનો પ્રયત્ન કરવા માટે પંજાબના લેફ્ટનન્ટ ગવર્નરને ઠપકો આપ્યો. આથી પ્રાંતિક સરકારના માનમાં હાનિ પહોંચે છે એવી દલીલથી તેના કાર્ય તરફ તિરસ્કાર દર્શાવવામાં આવે છે પણ તેનો જવાબ એ છે કે પ્રાંતોમાં કારોબારીઓએ કરેલી ભૂલો, નિર્ણયકારક રીતે સૌ[illegible] શ્રેષ્ઠ અધિકારી સુધારે તેના જેવો બ્રિટિશ પ્રતિષ્ઠા જાળવવાનો બીજો કોઇ પણ રસ્તો નથી. પંજાબના સર માઇકલ ઑડવીર અને બંગાળના લૉર્ડ રોનાલ્ડશે, હાલમાં જે રાજકીય સુધારા પર વિચાર ચાલે છે તેના સ્વરૂપ વિષે અગાઉથીજ જાહેરમાં નિવેદનો કરીને જે અવિવેક દર્શાવે છે અને નજરકેદ કરવાના પગલાં લેવામાં જે મૂર્ખાઇ બતાવે છે તે કોઈથી ના પાડી શકાય તેમ નથી. ઍંગ્લો ઇંડિયન પ્રેસ તથા પ્રજા, લૉર્ડ ચેમ્સફર્ડ પર કરેલા હુમલા સામે એકત્ર થઇને પોતાનો સદ્ભાવ દેખાડશે એવી અમને દૃઢ આશા છે."—

(લીટરરી ડાયજેસ્ટ).

---